# अर्पण पत्रीका.

महान् गुणी गणी अमृतवीम
ल महाराजना घणाएक गु
ण जोइ तेमने आ चोप
डी अर्पण करीए छीए
ते आप साहेब स्वी
कारशो.

ली० श्रीजैनधर्म प्रवर्त्तक शाखा
सभा नं. ३

# मेनेजींग कमीटी

ગોકળદાસ અમથાસા. વ્યવસ્થાપક.
ચંદુલાલ લલ્લુભાઈ ઝવેરી. પ્રમુખ.
અમથાલાલ હુકમચંદ. ઉપપ્રમુખ.
કેસવલાલ ઘેલાભાઈ શેઠ. મંત્રી.
શા૦ પોપટલાલ મગનલાલ. ઉપમંત્રી.
મોહનલાલ ડાહ્યાભાઈ સોદાગર. ટ્રેઝરર.
શા૦ કેશવલાલ મગનલાલ. આ૦ ,,
શા૦ વાડીલાલ મનસુખ. ૧ લા મેમ્બર.
શા૦ હીરાલાલ મુળચંદ. ૨ જા મેમ્બર.
જગાભાઈ ગોકળદાસ ઝવેરી. ૩ જા મેમ્બર.
જગાભાઈ ઠીકાભાઈ. ૪ થા મેમ્બર.

# સુચના.

આ આત્મ રંજન નામની ચોપડી નીચે લખેલા ઠેકાણેથી મળશે.

અમદાવાદ—સભાના મકાનમાંથી મળશે. ઠે. ઝવેરી વાડે, ખોડાઢોરના મકાન નંબર ૬૬ માંથી મળશે.

મુંબાઈ—મોહનલાલ હેમચંદ દલાલ. ઠે. ત્રીજા ભોઈવાડામાં શોલાપુર મીલ ઓફીસમાંથી મળશે.

ભાવનગર—શ્રી જૈનધર્મ પ્રસારક સભાના મંત્રી અમરચંદ ઘેલાભાઈ પાસેથી. ઠે. દરબારી રાજ્ય મહેલ પાસે.

રાજકોટ—દોલતચંદ પુરશોતમ બરોડીયા. ઠે૦ રાજકોટ હાઈસ્કુલ.

સુરત—મણીલાલ હીરાલાલ. ઠે૦ ફ્રેન્ચસ્કુલ.

૨૭૨૪

# ॥ श्री आत्मरंजन ॥

## ॥ श्री जैनधर्म प्रवर्त्तक शाखा सभा नंबर १ ॥



## પારશ્વનાથ સ્તવન ૧ લું.

### ત્રોટક.

અરિહંત અનંત ગુણા નમીયે,
શીવદાયક નાયક મન રમીયે;
જગ ગુરૂ જીનવર પ્રેમ કરીને,
ભવસાયર દુખ ઉપસમીયે.
અરિહંત અનંત ગુણા નમીયે, ૧
જગ દીપક જીનરાજ સુહંકર,
દરિસણ તુમ અતિ સુખ લહિયે;
સાંતિ સુધારસ ધ્યાન જો આવે,
આતમ અનુભવ લીલશ્યું કહીયે. ૨
ચીત પ્રસ્નતા દ્રઢથી કીડતી,
એલાએલ ત્રિપેસરે;
તે દ્રગ દ્રગ તે ગ્નાનથી વાધે,
વેલ કલોલ નહી તોલરે. ૩

પાંચ પ્રભાવીક છે અતિ સુંદર.
અવર ન એકાએકરે;
ખટ દ્રપે દ્રવ્ય ગુણ પ્રજાય,
દેખત શોભા અનેકરે. ૪
દરિસન તે સાહબથી જાણીએ,
આણીએ ચીત આણંદરે;
વીકસીત વદન કમળ અતિ સુંદર,
જેમ સુરતરૂ સુખકંદરે. ૫
એમ ગુણ પાસજીણંદજી તોરા,
જો મન મંદિર આવેરે;
દાન દયા અનંત પ્રગટાવે,
સેહેજે અમ્રત પદ પાવેરે. ૬

## સ્તવન ૨ જું.

### દેશી ફાગની.

અશ્વસેન વામા સુત સારે,
ભવ સમુદ્ર થકી તારે. ધરો દીલમાં;
ધરો દીલમાં, પાસ જીણુંદજી પ્યારે ધરો દીલમાં.
આંકણી ૧
કમઠ હઠ પ્રભુ નાગને તારી;
ધરણેંદ્ર પદ લહે સુખકારી. ધરો૦ ૨

તુમે ઉપગારી મુર્તિ મનોહારી,
સેવા કરે સૌ નર નારી. ધરો૦ ૩
તુજ પડીમા ભવિ ચીત્ત ધરી પુજે,
કરમ કઠન તે સહુ ધ્રુજે. ધરો૦ ૪
શ્રી ચીંતામણી ચીત્ત ધરો પ્રાણી,
એહ વીણ જગમાં દુઃખ ખાણી. ધરો૦ ૫
આવાગમન સાહિબ નીવારો,
સેવક વિનતી ચીત ધારો. ધરો૦ ૬
તુમ શેવા કરે સુર કોડી,
ઉભો રહયો સ્વામી કર જોડી. ધરો૦ ૭
દાન દયા પ્રભુ શરણે રહીયે,
અમ્રતવીમળ શીવ સુખ લહીયે. ધરો૦ ૮

---

## સ્તવન ૩ જુ.

ખીણ ખીણ પલપલ છીન છીન નીશ દીન
પ્રભુજીકો સ્મરણ કર લેરે. એ આંકણી.
કાલ અનંત રોળયો બહુ ચેતન,
ચહુગતી પાર ન આવતહે;
પુરણ પુન્ય સંજોગે ચેતન,
માનવ ભવ તવ પાવતહે. ખીણ૦ ૧
ચેત ચેત અબ ચેતનીયારે,

એ અવસર ફરી ના આવતહે;
ખટપટ ઝટપટ દુર કરીને,
ચટપટ ગુણ જન ગાવતહે. ખીણ૦ ૨
જળચંદન કુસુમે કરી પુજા,
ધુપ દીપ અક્ષત ધરીએ;
નૈવદ ફળ બહુ જાતે કરીને,
પ્રભુ આગળ ઠવી ભવ તરીએ ખીણ૦ ૩
ઇણ વીધ અષ્ટ પ્રકારી પુજા,
સુર નર કરતા મન ભાવે;
તનનન તનનન તાન ન ચુકે,
ધપ મપ ધપ તાલ મીલાવે. ખીણ૦ ૪
ત્રીદસ નારી બહુ હેત ધારી,
ભવ નાટીક કરી દરસાવે;
દાવ અખય કરુણા કરી દીજે,
જય જાચક સુખીઆ થાવે; ખીણ૦ ૫
ચીંતામણ ચીંતામણી સરીખા,
દાયક દાંન દીયો ભાવે,
દાન દયાની રત્ન આપો તો;
અમ્રતવીમલ પદવી પાવે. ખીણ૦ ૬

## ભુજંગી છંદ.

તજું હું કુદેવા ભજું હું સુદેવા,

સદા તેહને હું કરૂં સ્તોત્ર સેવા;
વિભુ હે અમ દાસ છીએ તમારા.
કરોને દુરે સર્વ રિપુ અમારા,
દયાળુ મને આશરો છે તમારો, ૧
ધરી હેત રૂડુ ક્ષમાથી નીહાળો;
અમે ઢોંગ કરી ખુરૂ ધારનારા,
કરોને દુરે સર્વ રિપુ અમારા. ૨
કુડા પીર માતા ઉપદ્રવકારી,
રૂચે મુજને કેમ સસ્ત્રાદિ ધારી;
હરી ખ્રીસ્ત બ્રહ્મા બડા ધુતનારા,
કરોને દુરે સર્વ રિપુ અમારા. ૩
મહા શાંતકારી, વળી સુધ ધારી,
અરિહંત તેને નમું પાય લાગી,
શ્રધા જૈનની આપ હે મોક્ષવાળા,
કરોને દુરે સર્વ રિપુ અમારા. ૪

## મહાવીર જીન સ્તવન.

કંગ નવા મોરી કરસે સરક ગયોરે. એ રાગ.

પ્રભુજી હુંતો પુજુ તને પ્રેમ ધરીરે;
પુજુ ધરો પ્રેમ, તારો રાખી રહેમ. ટેક.
મોહન મુરત તહારીરે, લાગે મને પ્યારીરે,
પ્રભુજી મહારા વહાલા, કરૂ છું કાલાવાલા;
દરસન આપીને પરસન કરો દુઃખ હરીરે. પ્રભુ૦ ૧

મનુષ્ય જન્મ પામીરે, જોગવાઇ નવી જામીરે;
તીર્યંચે હું રડવડીઓ, જોતાં તું નવી જડીઓ;
ભવસાગરમાં પડીઓ, હડીઓ હાહા કરીરે. પ્રભુ૦ ૨
કુકર્મો કાંઇક કીધાંરે, દાન નવી દીધાંરે,
લીધાં ધન કાંઇક તણા, રાખી નહી કાંઇ મણા;
રોવડાવ્યા જન ઘણાં, કરી ધન હરીરે. પ્રભુ૦ ૩
જાણ્યું નહી કાંઇરે, સંસાર સાગર માંહીરે,
મનમાં મુજાફ ઘણા, આરો નહિં પાપ તણો;
શરણે છું નાથ હાથ ઝાલી મોહ ધરીરે. પ્રભુ૦ ૪
તારક પદ તાહરૂંરે, મનમાં હું તે ધારૂંરે,
સીધાર્થ તુજ તાત, નંદીવર્ધનજી ભ્રાત;
ત્રીસલાના જાયા પાયા સુખ શીવ લહીરે. પ્રભુ૦ ૫

## સ્તવન ૨ જું.

જ્ઞાનીરે મેરે જ્ઞાનીરે આયો કીતાબ સુનવાના જ્ઞાનીરે.
જ્ઞાનીરે રંગ લાગ્યોરે. આયો૦ ૧
પ્રભુ વાણી અમ્રતપે જાણી,
ઇક્ષાંગ મધુરો ભરાણીરે. આયો૦ ૨
વાણી ગુણ પાંત્રીશ બીરાજે,
ચોત્રીસ અતિશય જાણીરે. આયો૦ ૩
જીવ અજીવ ઔર તત્વ બતાના,
મોક્ષ મારગકો દેખાવનારે. આયો૦ ૪
મિથ્યા તિમિરકુ દુર હઠાવના,

ज्ञान प्रमोद बतावनारे. आसो० ५
ईतनीशी वाणी हाजीए अमकुं,
चतुर कुशळ शुभ ध्यानीरे. आसो० ६

## श्रीध्रगीरी स्तवन १.

सखीरी मेंतो वीनय पीछा नारी. ए देशी.

सखीरी मेंतो सीधगीरी भेटयोरी अनादी कालसें;
मेंतो सीधगीरी भेटयोरी.
पुर्व नवाणुं एणु गेरी आव्या,
शखीरी एतो आदि जीनंद दयाळ. अनादि०
पुंडरीक गणधर एणु गीरी सीध्या;
सखीरी एतो पांच कोड परिवार. अनादि०
पांडव वीस कोडशुं वरीयं,
सखीरी वरते पांच कोड नीरधार. अनादि०
अजीतनाथ शांती प्रभु आव्या,
सखीरी कर्यो चोमासु बहु परिवार. अनादि०
नारव रीखी एकाणुं लाखशुं,
सखीरी थयो शिव रमणी भरतार. अनादि०
नेम विना तवीस एणी गीरीए,
सखीरी आव्या सीधक्षेत्र जाणी जीणंद. अनादि०
कांकरे कांकरे सीध अनंता.
सखीरी सुख पाम्या ते परमानंद. अनादि०
ए सम्मा तीरथ जगमां न कोई;

સખીરી સર્વે તીરથનો સરદાર. અનાદિ૦
અન્ય તીરથ જગમાં જે કહીએ,
સખીરી ફલ સત ગુણ પામે સાર. અનાદિ૦
એણી ભરત ક્ષેત્રના જે માનવ,
સખીરી ગીરીરાજ તણો આધાર. અનાદિ૦
કાળ અનાદિના કર્મ તે સંચીત,
સખીરી એક ખીણમાં ફેડે નીરધાર. અનાદિ૦
એમ શ્રી મુખહરી આગળ બોલે;
સખીરી સોભ્રી મંદિર પરમ દયાળ. અનાદિ૦
અનુભવ ભાવ હૃદય ઘટ પ્રગટયો,
સખીરી મીથ્યા તીમર હરે તત્કાળ. અનાદિ૦
લાભ અનંતો જાણીને માણો,
સખીરી સેવો તન મન થઈ સાવધાન. અનાદિ૦
દાન અનંતો દયા ચીત્ત ધારી,
સખીરી પામે અમ્રત પદ નિરવાણ. અનાદિ૦

## સીધ્ધગીરી સ્તવન ૨.

મુનિંદ ચંદ ઇશ મેરે તાર તાર તાર. એ દેશી
અમંદ નંદ ભાવ ધરી શેવો ગીરીરાજ. શેવો અમંદ.
એક એક કાંકરે અનંત મુનીરાજ,
અષ્ટ કર્મ અંત કરી લેવે શીવ રાજ. લેવે અમંદ.
નાભિરાય નંદ સુખ દેતહે અભંગ;
તન મન શેવે વરે શીવ વધુ રંગ. શીવ અમંદ.

પુર્વ નવાણુ વાર આવ્યા શ્રી આદિનાથ;
રાયણ તળે પગલાં થાપી તારવા અનાથ. તારવા અમંદ.
પાંચ કોડ પુંડરીક વર્યા શીવનાર;
જાળી મ્યાળી ઉપમાળી ત્રણ કોડ સાર. ત્રણ અમંદ
અજીત શાંતીનાથ લેઈ મુનીવર સાથ,
ચૈત્ર માસી કરી આવ્યા શીવ વધુ હાથ. શીવ અમંદ.
ભરત પાંચ કોડશું રમત શીવ ઉછંગ;
બાહુબળી એક સહસ્ત્ર આઠ મન રંગ. આઠ અમંદ.
નેમ જીન વીન તવીસ આવ્યા સાર;
સત દશ ક્રોડશું અજીતસેન ધાર, અજીત અમંદ.
એકાણું લાખ મુનીશું નારાદ રીખી રાય;
સાગર એક ક્રોડશું મુની શીવ જાય. મુની અમંદ.
સોહમપતિ આગે બોલે શ્રીમંદીર શામ.
ચૌદે ક્ષેત્ર માંહી નહી એહવું સુધામ. એહવું અમંદ.
મનુ ભવ પામી જો ન ભેટયો એકવાર;
માત ગર્ભ માંહી રહ્યું તેહ નીરધાર. તેહ અમંદ.
ઈંદ્રાદિક ગીરીને તે શેવે ધરી પ્યારી;
તાથા થેઈ તાલ દેતી ગીત ગાવે સાર. ગીત અમંદ.
દાન દયા ચીત્ત ધારી પુજો નાભી નંદ;
અમ્રત વીમળ પદ લેઈ પામતા આનંદ. પામતા અમંદ.

## સાંતીજીન સ્તવન.

સાંતી જીન મારા સાહિબા, હું સેવું તનેરે,

સેવું સમભાવે, વીચારૂં નાવી ભાવે. શાંતી૦ ૧
મૂર્તી મોહનગારીરે, શેવકને સુખકારીરે;
સહેજાનંદ મોરા વ્હાલા, જાચુછુ નાથ હવાલા;
પદ અજરામર અવીચળ આપો તમ મનેરે શાં૦ ૨
દરિશન તારા વનારે, ભમ્યો હું ભવ ઘણારે,
મોહની જાળે વળગ્યો, દેખી દેખીને સળગ્યો;
અંતે અધનો ઢગલો કર્યો બહુ પણેરે. શાં૦ ૩
કર્મની વાત કીધીરે, ધર્મની નવી લીધીરે;
કુકર્ણી ઘણી કરૂં, સુકર્ણી ન વીચારૂં;
મહાલી મહાલીને કરૂં ખોટા મિથ્યા સુખનેરે. શાં૦ ૪
હીંસા મૃસા ચોરીરે, મનમાં ઘણી ઘેરીરે,
કામની સેવા માની, ઠામની સેવા જાની;
મનુ દેહાને ભારે ભર્યો માયા વનેરે. શાં૦ ૫
ક્રોધ લોભ મોટારે, માન માયા ખોટારે,
રિપુ હેવા એ બધે, ઝાલ્યો મને બહુ ફંદે;
અંત ખજાનો મહારો લુટી ખાધો ઠગનેરે. શાં૦ ૬
નાર્કનો પંથ ધાર્યોરે, તરવાનો જ્યાં નહી આરોરે,
ખોટું મેં ઘણું કીધું, બીજાને ખાળી દીધું.
અરે શી ગતી થાશે, પ્યારા મારા તનનેરે. શાં૦ ૭
એમ કરી પોકારે, તારો મુજને તારરે;
એવી મંડળની અરજી, કીજે દીલ ધરી મરજી,
જૈનપ્રવર્તક શાખા વંદે, સ્તવે તુજનેરે. શાં૦

## શાંતીનાથ સ્તવન.

શ્રીરાગ જીન ગુણ ગ્યાન શ્રુતી અમ્રત. એ દેશી.

જીનવર વીનતી સુણો મન રંગ, જીનવર શાંતી જીણંદ શાંતી,
સુખ દીજે આપશો એહ મુજ પુરણ ખાંત. જી૦
શેવક રાવ કરે પ્રભુ આગે, અવધારો એક ચિત અરિહંત.જી૦
મુજ મંદીર પાવન કારણ, પ્રાહુણા જો આવે એક વાર. જી૦
તો રાખુ પાલવ કર ઝાલી, આદર દેઈ કરી ઘણી મનોહાર.જી૦
વસવા જોગ્યછો તમે સ્વામી, દીપંતો મન મંદીર એહ. જી૦
ચારે દીશે ચીત્રશાળી સોહંતી, રાજંતી તીહાં અનુભવ રેહ.જી૦
લટકાળી વધુ સુમતી સોહંતિ, મંડપ જીહાં સુંદર સુવિવેક. જી૦
મોહ તીમીર ટાળ્યા સવી ત્યાંથી, ગ્નાન ભાનુ દીપે અતી છેક.જી૦
રાગ દ્વેષ આઠે જે વિરૂઆ, કટક કીધા સર્વે દુર. જી૦
નીરમળ ભાવ પરીઅંચ તે બાંધ્યો, વિનયે ગલીગો સોહે જ્યાંહ
સરલ સ્વભાવ સુવાસના પ્રગટી, ધુપ ગતી લહકંતી ત્યાંહ. જી૦
તુમ ગુણ નીરમળ ચંદ્રીકા, અદ્‌ભુત સુંદર મન મંદીર બન્યો
તામ. જી૦
પ્રાણજીવણુ તુમ વસવાને કાજે, કીધો મેં અતી અભીરામ.જી૦
આવી વસો મન મહેલમાં પ્યારે, કરીએ સકળ મુજ એ અર
દાસ. જી૦
દાન અનંતો દયા દીજે પ્રેમશું, અમ્રત પદ લહે લીલ વીલાસ.જી૦

## શ્રાવકના ગુણની સજાય.

સાંભળરે તું સજની મોરી રજની કયાં રમી આવ્યાજીરે.

સાંભળજો સજ્જન ગુણવંતા, શ્રાવક ગુણ એકવીસજીરે.
આત્મરંજન ગુણ પ્રગટાવે, સમકીતી વીશવાવીશ ચીત્તમાં
ધરજોજીરે. ૧

શ્રાવક ગુણ એકવીશ અનુભવ કરજો જીરે, એ આંકણી.
અક્ષુદ્ર ગુણ પહેલું તે કહીએ, સરલ સ્વભાવ વર તંતોજીરે;
રૂપવંત મુદ્રા અતિ સુંદર, સોમ પ્રકૃતિ ગુણવંત. ચી૦ ૨
લોક પ્રીય સદા ચોથો ગુણ, વચન અલીક નવ બોલેજીરે;
ક્રુરદ્રષ્ટી નવી કરે કહેણુ, પંચમગુણ અમુલ. ચી૦ ૩
પાપ થકી બીતો રહે નીત, ન ધરે મન ધીડાઇજીરે;
આઠમે ગુણ અવગુણનો જાણનાર, દાક્ષણ ગુણ સુખદાઈ.
ચી૦ ૪

નવમું લજ્જાળુ ગુણ સુંદર, કૃતા કૃત્યા વિચારોજીરે;
એતના પરિણામ શ્રાવકમેં દયાવંત મનોહાર૦ ચી૦ ૫
મધ્યસ્થ ગુણ એકાદશમા દેખી, સાધુ અસાધુ મન
સ્વસ્થજીરે;
આણી પ્રીતિ ગુણવંત દેખીને, બારમું ગુણ શુભ સસ્ય.
ચીત્ત૦ ૬

પ્રીતિવંત સુહંકર શ્રાવક, તેરમો ગુણ શુભ દ્રષ્ટીજીરે.
પર ઉપગારી ચૌદમો ગુણ એ, કૃત ગુણ જાણે કરે પુષ્ટી.
ચીત્ત૦ ૭
વરધા ચાર ભલુ ચિત્ત ધારે, ગુણ સોલમા અંગેજીરે;
પુક્ષપાત એક ધર્મનો રાખે, ધારે શ્રાવક ગુણ રંગ ચિ૦ ૮

અઢારમો ગુણ સતકક્ષ કહીએ, ન કરે વાદ વિવાદજી;
તત્વા તત વિચાર કરે દીલ, વચન ન બોલે વીશવાદ.
ચિત્ત૦ ૯

ગુણ ઓગણીસમો દ્રીગ દ્રષ્ટીનો, કરે વિચાર શુભ
ભાવેજીરે;
વિશેષ ગ્યાન તણો ગ્યાનક, વીસંતી ગુણ મન ધ્યાવે. ચિ૦ ૧૦
વીનયવંત સહુ મન ભાવે, અદભુત એહ ગુણ સોહેજીરે;
લબ્ધ લક્ષ દાપણ ગુણ એહ એ એકવીસમો સોહે
ચિત્ત૦ ૧૧.
ઇણ વીધ શ્રાવકના એકવીસ ગુણ, વીરજીણંદ એમ
બોલેજીરે;
ધર્મ રયણ નીધાન સાચવે, તન મન કરી એક તોલે.
ચિ૦ ૧૨
સાર વિચાર નવ તત્વના જાણે, ધર્મ કરણીએ સાવધાનજીરે;
સુવીહીત ગુરૂ ગીતારથને પુજે, વાણી સુણે એક તાણુ.
ચિ૦ ૧૩
કરે પુન્ય સંવર અંગે કરી, વિવેક મન નવી ચુકે જીરે;
શ્રાવક નામ ખરો ચિત્ત ધારી, મીથ્યાત સંગત મુકે. ચિ૦ ૧૪
પુર્વ ભવ કૃત પાપ પચાવે, ત્રીણ વર્ગ વલી સાધેજીરે;
અરજે પુન્યને પાપ સોચવીને, શ્રાવક ગુણ દીપાવે. ચિ૦ ૧૫
શ્રાધ ગુણ અંગે ધરે તે, નીશ્ચે લહે ભવ પારજીરે;
દાન દયા ચિત્તમાં ધરી પામે, અમ્રતવીમળ પદ
સાર. ચિ૦ ૧૬

## વીચિત્ર વૃત્તાંત.

### અણુસમજુનો આશિરવાદ.

કોઇ એક ભુખે મરતો ફકિર ફરતો ફરતો એક ગામમાં જઇ પોહોંચ્યો. ત્યાં ખાવાનું ના મળ્યું, એટલે કંટાળીને બીજા ગામમાં એક બ્રાહ્મણને ઘેર જઇને કહ્યું, અરે બાબુ કુચ ખાણેકું ટુકડા રોટી દેનો અચ્છા, મેં તિન રોજકા ભુખ્યા હું પીછલે ગામમેં ફિર ફિરને પાંઉ ટુટ ગયા, પણ કોઇએ નહી દીયા. એવું સાંભળી દયા આવી; તેથી દુધપાક, પુરી વીગેરે ખાવાં આપ્યું. ફકિર ખુબ ખાઇને ખુશી થયો ને બ્રાહ્મણને પુછ્યું અરે ભાઇ તેરે ઘેર આજ કયા થા, બ્રાહ્મણે કહ્યું જે મારા બાપ મરી ગયા છે તેનું શ્રાધ છે ફકિરે મનમાં વિચાર્યું જે શ્રાધતો અચ્છા એસા કીયાહે, એમ ધારીને કહ્યું જે સુણ ભાઇ તેરેકું તો દુઆ દેઉ ઉસમાં કયા! પણ તેરા સારા ગામકું દુઆ દેઊં. એમ કહી દોહરો બાલ્યો.—

### દોહરો.

ઇસ ગામમે સબ મીરો, નીત્ય નીત્ય કરો શરાદ્ધ;<br>
પીછલે ગામમેં કોઇ ના મીરો, કોઇ ના કરો શરાદ્ધ.

### અણુસમજુની યાદ નીચે લખી છે.

કોઇ એક માણસને તેના વૃધ વીવેકીએ ઉપદેશ

કરચો, જે ભાઈ સારૂ કામ પવિત્રતાથી પરમેશ્વરનું નામ દઈને કરવું. તે તેણે યાદ રાખી, પછી એક વખત એની બેન પરણાવી, ને વરકન્યાને પાલખીમાં બેસારી વળાવતી વખતે એને નહાઈ ધોઈને, અબોટીઉ માથે હોડીને પાલખી ઉપાડતી વખતે બોલ્યો જે રામકો ભાઈ રામ, ત્યારે બીજાએ કહ્યું જે બેવકુફ ગણેશ પરમેશ્વરનું નામ દેવું. ત્યારે તેણે તે પણ યાદ રાખીને થોડા દીવસ પછી પોતાના સંબધિમાં જવાન મરી ગયું તેની ઠાઠડી ઉપાડતી વખતે બોલ્યો જે ગણેશ પરમેશ્વર ત્યારે ત્યાંહાં પણ લોકોએ બેવકુફ કહ્યો.

## અધરમી વિશે.

એક ગામમાં બે અધરમી મીત્ર હતા, તેમણે એકઠા મળીને ચોરીઓ, હીંસા વીગેરે ઘણા અધરમ કરીને ઘૈડા થયા એમાંથી એક મરવા પડયો. ત્યારે તેને બીજો જોવા સારૂ આવ્યો. તેણે કહ્યું જે, ભાઈ તારા જેવા મિત્ર મને મળનાર નથી, હવે મ્હારી શી વલે થશે; ને હવે આપણે બે કયાં એકઠા થઈશુ ત્યારે પેલો બોલ્યો જે, જો ભાઈ શાસ્ત્ર સાચાં છે તો નર્કમાં આપણે બે ભેગા જરૂર થઈશું, ત્યાં આપણ બેની અખંડિત મુલાકાત ઘણા વરસ લગી રહેશે. ને હું જઈને ત્યારે વાસ્તે જગ્યા રાખીશ, તું વહેલો આવજે. મતલબ એ દે

શાસ્ત્ર સાચાં છે, માટે જે અધરમ કરે તેને નરકમાં જવું પડે, માટે અધરમ ના કરવો

## મ્હોટી વસ્તુઓ.

| પ્રશ્ન. | જવાબ. |
|---|---|
| સર્વ ધર્મમાં મ્હોટો ધર્મ કીયો. | દયાધર્મ. |
| સર્વ વ્રતમાં મ્હોટું વ્રત કયું. | શીયલવ્રત. |
| સર્વ મંત્રમાં મોટો મત્ર કયો. | નવકારમંત્ર. |
| સર્વ પાપમાં મોટું પાપ કયું. | અસત્ય બોલવું તે |
| સર્વ ધર્મમાં મોટું દાન કયું. | વિદ્યા દાન. |
| સર્વ મિત્રમાં મોટો મિત્ર કીયો. | ધર્મ. |
| સર્વ સુખમાં મોટું સુખ કયું. | સંતોષ. |
| સર્વ મનુષ્યમાં મોટો માણસ કીયો. | પરોપકાર કરે તે. |
| સર્વ મનુષ્યમાં મોટો મુરખ કોણ. | જેણે ધર્મ ઓળખ્યો નહી તે. |
| સર્વ મનુષ્યમાં મોટો કમાઉ કોણ. | જેને જ્ઞાન મળ્યુ તે. |

## સાત વ્યસન વિશે.

પહેલું દ્યુત એટલે જુગટું, બીજુ માંસ ભક્ષણ, ત્રીજું સુરા એટલે મદ્યપાન, ચોથુ વેશ્યાનો સંગ, પાંચમુ પાપ એટલે જીવહીંસા, છઠું ચૌર્ય એટલે ચોરી, સાતમું પરદાર શેવા એટલે પરસ્ત્રી સેવ, એ સાત વ્યસનને જે પ્રાણી શેવે તે અઘોર નરકમાં પડે.

## દેવની પરિક્ષા.

આંખ મટમટાવે નહી, પૃથ્વીથી અંતરીક્ષ રહે, ગ જેથી ફુલની માળા કરમાય નહિં, ને મને કરીને કામ કરે, એ ચાર પ્રકારના ગુણ જેનામાં હોય તે દેવ જાણવા.

## મનુષ્યના મોટા શત્રુ.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મચ્છર, એ છ શ ત્રુને પ્રાણી જીતે છે તેને પાપ અથવા અધરમ કાંઈ બા ધ કરતા નથી.

## આ જગતમા કામ કરવાના ઉપાય.

સલાહ સંપથી સમજાવીને કરવું એ ઉત્તમ ઉપાય, બીજો લાંચ આપી તથા પ્રપંચ કરીને કરવું એ મધ્ય ઉપાય, ત્રીજો લડાઈ કરી જોરાવરથી કરવું એ કનીષ્ટ ઉપાય.

## એક માછી ઉપર ધર્મની થતી અસર.

કોઈ નગરમાં રાજાએ એવો ઢંઢેરો ફેરવ્યો કે જે માણસ જીવહીંસા કરે, તેહને ઘણી સખત સજા કરવી. એ નગરમાં કોઈ હીંસા કરે નહિ. થોડા એક દીવસ પ છી એક પરગામી મછી જાળ લેઈને આવતો હતો, તે ને જોઈને કોઈએ કહ્યું જે, અલ્યા નાશી જા, નીકર આ સામું રાજાનું લશ્કર આવે છે તે રાજા કૃપાળુ છે માટે

તને દેખશે તો સજા કરશે. એટલામાં લશ્કર નજી આવ્યું, તથી પેલા માંછીએ પોતાની પાસે જાળ હત તે ધુળમાં ડાટીને પોતે ધ્યાન ધરીને બેઠો, એટલામ રાજાનું લશ્કર આવ્યું ને રાજા પણ આવ્યો તેણે પોતા ને દીઠો, એટલે વીચાર્યુ જે કોઇ મોટો તપસ્વી તપસ્ય કરે છે એમ ધારીને પોતે હાથી ઉપરથી ઉતરીને પાયે લાગ્યો ને પોતાને હોડવાનો સાલજોડો હતો તે પેલાને હોડાડયો, ને ચાલતો થયો. પછી પેલે મછીએ વીચાર્યુ જે આ મેં કપટનું ડોળ કર્યું તેથી મને આટલો ફ યદો થયો તો જો ખરા દીલથી પરમેશ્વરનું ધ્યાન ધ અને હીંસા કરવી મુકી દેઉં તો ઘણો ફાયદો થાય એ જાણી લાગલો સારા ગુરૂ પાસે જઇને દીક્ષા લીધી ને પરમ ને વિશે આસતા રાખી સારા આચરણ આદર્યા.

## વિદ્યા ઇચ્છનારાઓએ નીચેના સાત દુરગુણ તજવા.

પહેલો આળસ, બીજો ગર્વ, ત્રીજો, મપંચવૃત્તી, ચોથો ડંડાઇ, પાંચમો માન, છઠો લોભ, સાતમ બીસંબધી સુખ. ઉપર કહેલા સાત ગુણ વિદ્યાભ્યાસમાં હરકત કરનારછે માટે વિદ્યારથીએ જરૂર ત્યાગ કરવા.



## એક જવાન પુરૂષના મનનું સમાધાન.

કોઇ એક જવાન પુરૂષને બીજા પુરૂષે ગાળો દી ધી, ને ઘણા એક તીરસકાર કર્યા તોએ તે કશું બોલ્યો નહીં, ને પોતે પોતાના મનમા પ્રસંન થયો, ને થોડી ક વારે ગાળો દેનાર માણસ ગયા પછી તેના મીત્રે કહ્યું, જે ભાઇ તમને આટલી બધી ગાળો દીધી તોપણ તમે કેમ કશુએ બોલ્યા નહી? શું એના દબાએલા છો? ત્યા રે તે જવાન પુરૂષે જવાબ દીધો જે ભાઇ દબાએલો તો નથી. પણ આપણા દેશના ચાલ પ્રમાણે આપણે જયારે સા સરે જઇએછીએ ત્યારે ત્યાં ઘણા એક લોકો મશ્કરી માં ગાળો દેછે તમજ મેં એમ વિચાર્યું જે હું આ વખતે સાસરામાંજ બેઠોછું.

વિનંતો પુર્વક કહેવામાં આવેછે કે સદગ્રસ્થો આ ઉ પલા માણસની માફક ચાલશો તો કોઇની જોડે ટંટો અથવા કજીઓ થશે નહીં. ને ગાળ દેનારો માણસ એ ક બે બોલ કહીને ચાલ્યો જશે.

## પુરૂષની ઘેલાઇનો વખત.

દરપણમાં મોડું જોતો વખત, નાના છોકરાને ર માડતી વખત, ને વિલાસની એકાંત જગામા.

## મુમુક્ષુના મુખ્ય ગુણ.

પારસીને મા સમાન જાણેછે, ને પારકુ ધન માટી

સરખુ ગણેછે. પોતાના જેવા બીજા સઘળા પ્રાણીઓને ગણેછે, એવા જેનામાં ગુણછે તે પુરૂષ મોક્ષને લાયકછે એમાં સંદેહ નહી.

## ઘરમાં ન રાખવા લાયક પુરૂષ.

"પેહેલો અકરમી, બીજો, ખાઉધર, ત્રીજો મહા પાતકી, ચોથો ઘાતકી, પાંચમો સમયાનુસાર જાણતો નથી તે છઠો નાના પ્રકારના વેશ ધારનારો, સાતમો અદેખો, આઠમો ચોર, નવમો વ્યભિચારી, એ નવ જણાને ડાહ્યા માણસે ઘરમાં કદી ન રાખવા.

## બેહેરા વિષે.

કોઇ એક બેહેરી બાઇડી પોતાના જમાઇને મંદવાડ હતો તેથી જોવા જતા પેહેલાં વિચાર્યું જે હુ તો ઘણી બેહેરીછું, તે વાત મારો જમાઇ જાણે તે ઠીક નહી એવું ધારીને મનમાં મનસુબો કર્યો જે હું ત્યાં જઇને થોડી વાર બેસીશ ને પુછીશ કે તમને કાંઇ ફેર છે વળી તમારાથી કાંઇ ખવાય છે? વળી આટલામાં થોડી ઘડી ફરાય હરાય છે ? ત્યારે એ કહેશે જે હા. એટલી ખબર પુછીને હું ઝટ દઇને ઉઠીશ તેથી મારી એબ કોઇ જાણશે નહી. એ રીતનો મનસુબો ગોઠવી પોતાના જમાઇને જોવા માટે ગઇ ત્યાં ખાટલા પાસે બેસીને પુછયું જે તમને કાંઇ ફેર છે? ત્યારે તે બોલ્યો જે હજીતો કાંઇ ફેર પડયો નથી, બેહેરી બોલી જે પરમેશ્વર ભલે

અમે સારૂ કર્યું. પાછું બેહુરીએ ફરીને પુછયું જે તમારા થી કાંઇ ખવાય છે? ત્યારે અકળાઇને બોલ્યો ખવાય શું પથરા ત્યારે બેહુરોએ ઉત્તર દીધો જે સારા ફરણા ખાજો ગુણ કરશે ને એ ખાધાથી તો શરીરમાં કોવત આવશે, પછી ત્રીજી વારે ફરીને પુછયું જે આટલામાં ફરાય હરાય છે? ત્યારે તે પુરો કંટાળીને બોલ્યો જે ફરાય ક્યાં સુળામાં પગમાં આપ વિના ત્યારે બોલી જે ઠીક ત્યાં ફરતા રહેજો કારણ કે પગ આકડાઇ જાય નહી ને વળી શરીરને શાતા થાય. આ ઉપરથી એમ સમજવું જે આપણે કોઇ મુની પાશેથી કાંઇ ગ્નાન ન મેળવીએ તો આપણે ઉપલી બેહેરોના જેવાજ.

## નેમનાથ સ્તવન

સખી આવીરે ઉમટ ગુમટ સખ આઇ એ દેસી.

સખી આઇરે નેમ જાન બન આઇ,
આઇ આઇ સાજન મન ભાઇ,
દશ દિશા રટણરે ચાલે સહુ મલપંતા;
મનમાં ન હરખ માવંતા. ઉપડતી.
એમ જાન બની બહુ ભારીરે,
એમ કોડ છપન મલી મનોહારીરે;
કોડ સખી જાદવરે એક મને થઇ આવે,
ગોરી મંગલીક ગીત સહુ ગાવે.
સખી કૃષ્ણજીરે બલભદ્ર સહીત બે ભાઇ,

તેને અદભુત રથના બનાઈ;
રથ ઉપરરે ત્રીભોવન નાથ બેઠાઈ,
ઢાલે ચામર છત્ર ધરાઈ. ઉપડતી.
"અનુક્રમ તોરણ આવેરે,
અનુ રાજુલ મન હરખ ન માવેરે રાજુલ;
એણી અવસરે પસુવા કરત પોકાર,
સુણો નેમ જગત આધાર. ૨
તુમ પરણશોરે રાજુલ ગુણવંતી નારી,
ગોરવ જાશે પ્રાણ સમપ્યાળી;
કરૂણાનીધીરે પસુવા પુકાર દીલ ધારી,
છોડયા બંધન કર્યા સુખકારી. ઉપડતી.
સંસાર અનીત્ય એ જાણીરે સંસાર,
વીખીયા રસ જન દુખ જાણીરે વીખીયા;
રથ ફેરીરે વરસી દાન જીન દીધો,
જઈ ગીરનાર સંજમ લીધો. ૩
સખી રાજુલરે પ્રીતમ વલીયા જાણી,
ઢલી ધરણી લહી મુરછાણી;
સખી મલીનેરે કદલી પંખપાણી,
છાંટે સીતલ પવન સુહાણી. ઉપડતી.
પામી ચંતના કહે ગુણખાંણીરે પામી,
અણઘટતુ શુ કીધુ અનાણીરે અણ;
અધ પરણીરે ઉભી મુજ છીટકાઈ,

દીધા દોલમા લેસ નવી આઇ. ૪
મુજ જોબનરે બાલવેશ ભરપુર,
જાણે નદીયાંનું ચઢતે પુર;
કેમ રહીસુરે પ્રીતમ તુમ વીન દુર,
રથ વાલો નેમ સસનુર. ઉપડતી.
મુજ મંદીર પાવન થાયરે મુજ,
જાદવ કુલ સહુ હરખાયરે જાદવા;
હઠ નવા કરીએરે મુકીદોછો કરવાદ,
ઘેર આવો ગઇ વતવાદ. ૫
મુજ અવગુણરે કોઇકનાથ બતાવો,
વાણુ અપરાધે મુકી શું જાવો;
ત્રીણુ જગમાંરે પરમ દયાલ કહાવે,
રોતી મુકી રાજુલ કેમ જાવે; ઉપડતી
કરૂણાનાધી નામ ધરાવેરે, કરૂણા,
મુજ ઉપર દયા કેમ ન આવેરે; મુજ
નવી જાણતીરે નિસનેહી એહવો નેમ,
નવી પરણવી તો આવ્યા કેમ. ૬
એમ રાજુલરે વીલ વીલ કરતી અપાર,
નેમ સનમુખ ન જુવે લગાર;
નીરાગીરે પ્રભુને જાણી તેવાર,
લીએ સંજમ હરખ અપાર. ઉપડતી.
તપ કરો લહી કેવલ નાણરે, તપ,

પામી રાજુલ પદ નીરવાણરે; પામી;
એમ જાણીરે દાંન દયા ચીત ધરીએ,
સેહજે અમ્રતવીમલ પદ વરીએ. ૭

## રીખવ દેવનું સ્તવન.

નહી છોડુરે દાદાજી તારો છેડલો. એ દેસી.

આદિ જીણંદ મુજ વીનતિ, અવધારો સાહેબ સુમે મતી;
નીજ સેવક કારજ સારહો, નહી છોડુરે રીખભ તારો છેડલો;
મને ભવો ભવ પાર ઉતારહો. નહી૦ ૧
સ્વામી કરૂણાનીધી ભંડારછો, ભવી જીવ તણા આધારછો;
પ્રભુ દરિસણથી જયકારહો. નહી૦ ૨
અન્ય દેવ દેવી દીઠા સારરે, તેતો વરતે છે સવીકારરે;
એક જીન મુંદ્રા અવીકારહો, નહી૦ ૩
જીન પડીમા દરિશણથી લહે, બોધ સમકીત બીજ ભવી
લહે; એમ આદ્રાદીક અવધારહો. નહી૦ ૪
પર પરણતી તો કરે ત્યાગહો, આતમ ગુણ રમે મહા
ભાગ્યહો; તેને શીવ વધુ રમે ઘરબારહો. નહી૦ ૫
સંસાર અનીત્ય એ જાણીરે, વૈરાગ્યપણે દીલ આણીરે;
ભરતાદિક કેવળ સારહો. નહી૦ ૬
મરૂદેવી માતાને સંસારરે, આવ્યો કેવળજ્ઞાન ઉદારરે;
ગજ ઉપર લહી શીવ નારહો. નહી૦ ૭
દ્રવ્ય ભાવ પુજા રચો સારીરે, કરે અઠાઈ ઓછવ ભા
રીરે; વજડાવો વાજીંત્ર મનોહારહો. નહી૦ ૮

જીનસાસન શોભા વધારીરે, દાન દયા ચીત્તમાં ધારીરે;
કહે અમ્રતવીમળ સુખકારહો. નહીં૦ ૯

## નેમનાથની લાવણી.

અદ્દબીચ મોખત તોડી બે દરદી દીવાના એ દેખી.

અલબેલી રાજુલ વીનવે રંગ મેહેલ પધારો,
રંગ મેલ પધારો, સ્વામી જાદુવંસી સીણગારા,
સિવાદેવી રાણીના જાયા, ત્રીભુવન જગહીતકારા લાલ,
ત્રીભુવન જગહીતકારા. અલબેલી રાજુલ૦ ૧
પ્રભુ મુરતી મોહનગારી, મોહ્યા સુરનર રાયા;
અનુક્રમે જોવન પામીયા, તવ વ્યાહનકું આવ્યા લાલ.
તવ વ્યાહનકું આવ્યા. ત૦ અ૦ ૨
છપન ક્રોડ જાદવ સાથે, હરિ બળભદ્ર જાનૈયા;
સરીખા સોભતા આવે; સહુ સુખદાઇ આવે લાલ. અ૦૩
રાજુલ મન હરખ અપારા, મુજ મીતમજી આયા;
હરખે થઇ દોડી આવતી, ધરી અંગે બહુ માયા લાલ.
ધ૦ અ૦ ૪
રેરે સખી મુજ દેખણ દે, પ્રાણ વલભ એક વાર;
એમ કહીને બીચમે બેસતી, રૂમઝુમ કરતી સાર લાલ.
રૂ૦ અ૦ ૫
એણી અવસર પશુવ પુકાર, સાંભળીઓ તેણી વાર;
પશુ બંધન સરવે તોડીને, નેમ ચઢ્યાજ ગીરનાર લાલ.

નેં૦ અ૦ ૬

પ્રભુ પાછા વળીયા જાણી, રાજુલ અતિ વિલખાણી;
હાય હાય દેવ તેં સ્યું કર્યો, મુજ નાખી દુખ ખાણી
લાલ. મુ૦ અ૦ ૭

દુખ ધરતી બહુ દીલ માંહે, મુર્છા લહિ પડી ધરતી,
અચેતન ચેતન નહી પાયે; સુધ બુધ નહી એ કરતી
લાલ. મુ૦ અ૦ ૮

સખી સરવે મળીને, ગાળી કરતી બહુ ઉપચારી;
સીતલ પવન ઝકોલતાં, થઇ રાજુલ હુશીયારી. લાલ.
થ૦ અ૦ ૯

દલગીર થઇ એમ બોલી, શું કરીએ હવે બેની;
નાથ વિના મુજ નહી ગમે, જેમ ચકવાની રૈતી લાલ.
જે૦ અ૦ ૧૦.

સુણ સાહ્યબ મુજ પ્રીતમ પ્યારા, કેમ એકલડી મેલી;
પ્રેમકે ફંદમેં નાંખીને, મુજ કીધી ઘેલી લાલ. મુ૦ અ૦ ૧૧
સ્વામી વિન મ્હેલને મેડી, સરવે સુની લાગે;
સુંદર સજ્યા દેખીને, વિરહાનલ મુજ જાગે લાલ. વી૦
અ૦ ૧૨

જાઓ જાઓ સખી મનાવો, મુજ જીવનજી પ્યારા;
કંત મીલાવો જે કરે તને, દેઉ મોતીયન હારા લાલ.
તે૦ અ૦ ૧૩

મુજ આઠ ભવ લાડ લડાણી, બહુ પ્રેમે તુમ સ્વામી,

નવમે ભવ કેમ એકલી, વીણ અપરાધે વામી લાલ.
વી૦ અ૦ ૧૪

એવું કરવું હતું જો તમારે, કેમ જાન સજી આયા;
તોરણથી પાછા ફરી, અમને કેમ લજવાયા. લાલ.
અમને૦ અ૦ ૧૫

એમ રાજુલ ઓલંભા દેતી, કુઇ કરજોડી નેમકુમાર;
ફરી નવો જુએ તેને, મોહનગારી તોડી લાલ.તે૦અ૦૧૬
નીરાગી પ્રભુને જાણી, જબ વૈરાગે ભીની;
પ્રભુ પાસે આવી કરો, તવ સંજમ શ્રીલીની લાલ.
ત૦ અ૦ ૧૭

તપ તપીને કેવળજ્ઞાન, પામી રાજુલ નારી;
પ્રીતી અખંડ પાળી તેણે, થઇ શીવ વધુ અધિકારી
લાલ થ૦ અ૦ ૧૮

પછે નેમ વર્યા શીવ નારી, મળીયા દંપતી સાર;
દાન દયા પ્રેમે કરી,લહે અમ્રત ભવ પાર લાલ.લ૦અ૦૧૯

## નેમનાથના ચોક.

જવાદો મને શીદને રોકો છો વાટમાં એ દેસી.
આ જોને બેની જાદવ પતિ આવે થાટમાં,
આજરે મારે ઘેર આનંદનો દીનછે;
હાંરે મારે જડયો ચીંતામણી હાથમાં. આ જોને૦
છપન કોડ જાનૈયા સરીખા,
હાંરે મારે હરિ બલભદ્ર છે સાથમાં. આજોને૦ ૧

રથ માફા મેના વળી પાલખી,
હાંરે મારે અશ્વ ઘણા ચાલે તાનમાં. આજેને॰
ગજવર બહુ મઋપંતારે ચાલે,
હાંરે મારે સોભા સી કહું એની જાનમાં. આ॰ ૨
વીચમાં આવેરે મારા પ્રાણ જીવનજી,
હાંરે મારે સોહે તારામાં જીમ ચદ્રમા; આ॰
નેમકુંવર સમ નહી રૂપ,
હાંરે મારે સુરનર કોઈ નહી ઈંદ્રમાં. આ॰ ૩
રાજમતિ નીજ માળીએ નીરખે,
હાંરે મારે હરખ ન માવે અંગમાં; આ॰
અમ્રતવીમલ પ્રભુરી વચમાં ફસાયા,
હાંરે મારે રમે તે સીવ વધુ રંગમાં. આજેને॰ ૪

ઢાક ૨ જે.

હું વાત કહું ઉભી રેની અલબેલી. એ દેશી.
હું વાટ જોઉ આવોને,
નેમ અલબેલા ખીણ ખીણ;
પલ પલ પ્રીતમ નીરખે,
હાંરે એને હરખ ન માવે મનમાં; હું॰
એટલે નેમજી તોરણ આવ્યા,
હાંરે કરે પસુવા પુકાર ઉછાંહ, હું॰ ૧
પસુવા પુકાર સુણી નેમ દયાળ,
હાંરે એતો છોડ્યા બંધન તતકાળ; હું॰

હું તોરણથી રે પાછો વાળી,
હાંરે ચઢયા રૈવત તજી જંજાળ. હું૦ ૨
સેહસાવન જઈ સંજમ લીધો,
હાંરે જીતી લીધો છે મોહ મહીરાન; હું૦
રાજેમતી નેમ વળીયાં જાણી,
હાંરે પામી મુરછા ગઈ તવ સાન. હું૦ ૩
ચીત વળ્યું તવ બોલી રાજુલ,
હાંરે નવી મુકીએ એકલી નાર; હું૦
એક વાર સુજ માળીએ પધારો,
હાંરે નવ પામે અમ્રત સુખ પાર. હું૦ ૪

ચોક ૩ જો.

જમીન ઉપર જળનું તે દાણ કોણ લે છે. એ દેશી.

સ્વામીનું મન વીરહ તે ઘણા દુખ દે છે,
હાંરે એમ રાજુલ સખીયોને કહે છે; સ્વામી૦
તોરણ આવી પ્રીત જગાવી,
હાંરે રથ ફેરવી નેમ કીહાં જાય છે. સ્વામી૦ ૧
ત્રણ ભુવનનો નાથ કહાવે,
હાંરે કાંઈ નીરબળ થયો રયું દીસે છે; સ્વામી૦
બળ અનંતો સુરનર કહે છે,
હાંરે એક નારી દેખીને શું બીહે છે. સ્વામી૦ ૨
બાળ ચેષ્ટા નવી કરીએ પ્રીતમજી,
હાંરે સહુ જાદવ કુળ લાજે છે; સ્વામી૦
એવું કરવું હતું તો આવ્યા રૂપા માટે,

હાંરે મને દુખડુ દેવું ના ઘટેછે  સ્વામી૦ ૩
તમે મુકો પણ હું નવી મુકુ,
હાંરે એમ કહી જાઇ સંજમ લીએછે; સ્વામી૦
અમ્રતવીમળ કહે ધન એ રાજુલ,
હાંરે મનોવંછીત સુખ લીએ છે.  સ્વામી૦ ૪

ચોક ૪ થો.

દાનની રે રીત કોને પાડી લાડકડી લાડી છબીલી

દાન૦ એ દેશી.

નેમજીને લાવોરે મનાવી,
સાહેલી શામ સલુણો નેમજી. આંકણી૦
પ્રાણવલ્લભ સખી કોને રીસાયો,
હાંરે મારે જાય છે રથડો ફેરી.  સાહેલી૦
પસુવા તણી પુકાર સુણીને,
હાંરે મને મુકી ચાલ્યો દુખ ભેરી.  સાહેલી૦ ૧
મુગતી ધુતારી ચીત માંહે ધારી,
હાંરે તથી મુકી છે મુજને વીસારી; સાહેલી૦
રીખભાદીક પરણી સુખ વીલસી,
હાંરે પછે થયો છે સંજમધારી.  સાહેલી૦ ૨
તમો તો નવીન થયા વૈરાગી,
હાંરે અધ પરણી રાજુલને ત્યાગી; સાહેલી૦
આઠ ભવ અળગી ખીણ નવી મેલી,
હાંરે કેમ નવમે ભવ ચાલ્યા ઠેલી. સાહેલી૦ ૩
રાજુલ કેઇ ઓલંભા દેતી,

હાંરે તેમ પાસ સંજમ તવ લેતી; સાહેલી॰
દંપતી કેવળ લઇ શીવ વરીયા,
હાંરે લહે અમ્રતવીમળ સુખ દરીયા. સાહેલી॰ ૪

## બાર વરતના દુહા.

પુરણ પુન્ય ઉદય થકી, પામ્યો નરભવ સાર;
આરજ ક્ષેત્ર જેમ પામીયો, ઉતમ કુળ અવતાર. ૧
દુર્લભ ધર્મ જે પામવો, દુર્લભ ગુરૂ સંયોગ;
દુર્લભ ધર્મ શ્રવણ કહ્યો, દશ દ્રષ્ટાંતે જોગ. ૨
પણ મુજ ગુરૂ કૃપા થકી, ઓાળખી શ્રીજેન ધર્મ;
શ્રાવક વ્રત અંગે કરી, ટાળી દુકત કર્મ. ૩
સમકીત મુળથી ઉચરી, કરી એક ચીત્ત ઉદાર;
આરામ સોભાની પરે, લહીએ શીવસુખ સાર. ૪
પ્રાણાતિપાત વ્રત ઉચરી, દ્વીતીય મૃષાવાદ;
અદત્તા દાન ત્રતિય કહ્યું, ગ્રહીએ મન અલ્હાદ. ૫
ચોથો વ્રત મૈથુન કહયો, પંચમ પરીગ્રહ ધાર;
છઠે દીશી પરિમાણ જે, કીજે ચીત્ત ઉદાર. ૬
ભોગ પભોગ તે સાતમે, નીયમાદિક મન ધાર;
અનરથ ડંડ ન કીજીએ, આઠમો વ્રત મનોહાર. ૭
નવમે સામાયક વ્રત, કીજે સુદ્ધ સ્વભાવ;
દોષ બત્રીસ નિવારીએ, ભવજળ તરવા નાવ. ૮
દશમ દેસાવગાસીએ, કરીએ ગુરૂ મુખ ધાર;
પોષદ વ્રત અગ્યારમે, ધારો મન ઉદાર. ૯
અતિથી સવીભાગ જે, બારમો વ્રત એ સાર;

એહ થકી કેઈ પ્રાણીયા, પામ્યા ભવ તણો પાર. ૧૦
આણંદાદિક શ્રાવક થયા, લહી વ્રતનો આધાર;
ભવજલ તરી શીવ સુખ લહી, દશ વ્રતી નીરધાર. ૧૧
સમકીત મુલ બારે વ્રત, દેશ થકી એ જાણ;
તેમાં પણ બહુ ભેદ છે, સમજે ચતુર સુજાણ. ૧૨
સુગુરૂ ચરણ શેવ્યા થકી, પામશો તત્વ રસાલ;
તે માટે વિનયી થઈ, ગુરૂ શેવો તત્કાલ. ૧૩
ગુરૂ કૃપા જેને થઇ, તે કહીયે માહા ભાગ;
સકલ પદારથ સંપજે, પામે સુખ અથાગ. ૧૪

## નવ તત્વના દુહા.

ધન ધન શ્રી જીન વાણીનો, મોટો જગ આધાર;
એહ ચીતથી આદરો, જીમ પામો ભવ પાર. ૧
તત્વ પદારથ ઓળખી, ચીતમાં ધરો વિવેક;
આગમ માંહિ ભાખીઓ, નવ તત્વાદિક છેક. ૨
જીવ અજીવ પુન્ય પાપ જે, સંવર આશ્રવ જાણ;
નીર્જર સબંધ જે મોક્ષ તે, સમજે ચતુર સુજાણ. ૩
એહતો અર્થ વિચારતાં, પ્રગટે અનુભવ લીલ;
સમકીત પામે પ્રાણીયાં, અંતે લહે સીવ લીલ. ૪
અર્થ યુકતી હેતુ લહે, સેવ્યા ગુરૂ પયસાર;
તે માટે આળસ તજી, ભજીએ સહુ નરનાર. ૫
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વીણ મળે ન જ્ઞાન;
ગુરૂ કૃપાથી પામીએ, જગમાં અતિ સન્માન. ૬
સમકીત તેહીજ જાણીએ, પર પરણતિનો ત્યાગ;

આત્મ સ્વભાવે નીત રમે, તે મોટા મહા ભાગ. ૭

## પ્રભુનાં નવ અંગ પુજવાના દુહા.

જલ ભરી સંપુટ પત્રના, જુગલિક નર પુજંત;
રીખવ ચરણ અંગુઠડે, દાયક ભવજલ અંત. ૧
જાનુ બળે કાઉસગ રહ્યા, વીચર્યા દેશ વિદેશ;
ખડા ખડા કેવળ લહ્યુ, પુજો જાનુ નરેશ. ૨
લોકાંતીક વચને કરી, વરશ્યા વરશી દાન;
કર કંડે પ્રભુ પુજતાં, પુજો ભવી બહુ માન. ૩
માન ગયું દોય અંસથી, દેખી વીરજ અનંત;
ભુજા બળે ભવજળ તર્યા, પુજો ખંદ મહાંત. ૪
સીધ શીલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વશીયા તિણ કારણ ભવી, શિર શિખા પુજંત. ૫
તિર્થંકર પદ પુન્યથી, તિહુઅણ જીન સેવંત;
ત્રીભુવન તીલક સમા પ્રભુ, ભાળ તીલક જેવંત. ૬
સોળ પોહોર પ્રભુ દેશના, કંઠ વીવરવર તુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તીણે ગળે તીલક અમુલ. ૭
હૃદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોષ;
હેમદહે વન ખંડને, હૃદય ધરો સંતોષ. ૮
રત્નત્રયિ ગુણ ઉજળી, સકળ ગુણ વિશરામ;
નાભી કમળની પુજના, કરતા અવિચળ ધામ. ૯
ઉપદેશીક નવ તત્વના, તેને નવ અંગ જીણંદ;
પુજો બહુ વિધી રાગશું, કહે શુભ વીર મુણંદ. ૧૦

# અથ એકસો આઠ પાર્શ્વનાથ સ્વામિના નામ લીખ્યે છે.

પારશ્વનાથ શુભંકર સ્વામી, હું પ્રણમું શીર નામીરે;
એકસો આઠ નામે કરી સ્તવિશુ, મન રંજન સુખ કામીરે.
પા૦ ૧

કાકા કલ્યાણ કલીકુંડ કંકણ, કુલી સકલોલ કલેસેરે;
કુંભોઇયાકા મહેરાં કામિક;કરેડા કંસારી ભલેરોરે. પા૦ ૨
ખંડણ ગોડી ગલિયાં ગંગાણી, ગુણનીલો ગાદરિયારે;
ગાલિયા ગોહિલ ચિંતામણી, ગોમડ સ્વામી ગુણ ભરી
યારે. પા૦ ૩

ગંભિરા ઘૃત કલોલ ઘીયા પ્રભુ, ચિંતામણ ચંદ્ર ચંગરે;
જગવલ્લભ જોધાણો જીરાવાલો, જાદવો જીભણો સુરં
ગરે. પા૦ ૪

ઝોટી ગાડુંકણ ટૅંબરૂ નમુ, ડોહલા તવણી થંભાણુરે;
દાદાના ગોરાને નવલખા, નારંગા સુખ કંદણુરે; પા૦ ૫
નાગેંદ્રા નીલઝરા નવખંડા, નીલ વિલાસ નાગપુડારે;
નવપલ્લવ નળીને પલ્લવિયા, પંચાસરા જીન રૂડારે. પા૦ ૬
ફુલ્લિધરા ફલોધિબ દરિયો, બીલીપરો બાહડમેર ભીડ
ભંજનરે;
ભાભા ભિલડીયા ભરેવા ભુયડ,ભીનમાલ મન રંજનરે.પા૦૭
નીલખોડો મન મોહન મોહન, મગસી મુહુરી મુંડેવારે;

માણિક મંડણ અમદાવાદી, ભાટેવીયા કરો સેવારે પા૦ ૮
મુક્તાગીરી મેર રાણકપુરા, રાવ લોઢણલો દ્રાણારે;
વીઘણ હરવલ્લી વીરાવલ, વાડિ બીજે વરકાણારે. પા૦ ૯
વેલુકા સંખેશ્વર સંકર, સોમ ચિંતા મણપાસરે;
સેહસફણા સમિના સુખ સાગર, શ્રીફળ પુરે મન આ
સરે. પા૦ ૧૦
સોમનાથ સોરીસરો સુરજ, સામલા પ્રભુ સલાનરે;
રકોસર સાંકલાએ મંતા, અમીઝરા ગુણવાનરે. પા૦ ૧૧
અંતરીક અખજ અંગુઠીઆ, અંજાહર અજારારે;
અગ્રોક ઈમંદપુરો મન વસીયા, વંદો ભવિ સુખ કારરે.
પા૦ ૧૨
ઈત્યાદિક પ્રભુ નામ ઘણેરા, સહેંસ્ર અધિક અડ ધારરે;
નીરમળ ચિતે ધ્યાન ધરંતા, તે લહે ભવજળ પારરે. પા૦ ૧૩
કલ્યાણક દીવસે સમરંતા, વિરતીપણે મન રંગેરે;
અનુભવ લીલા સહજે પ્રગટે, રમે શીવસુંદરી ઉછંગેરે. પા૦ ૧૪
ગ્યાન દરિસણ ચારિત્ર રમણતા, વિધ અનંતનો ધામરે;
દાન દયા ગુરૂ ચરણ પસાયે, અમ્રતવીમળ સર્યાં કામરે.
પારશ્વનાથ સુહંકર સ્વામિ. હું પ્રણમું સીર નામીરે. ૧૫

## આરતિ.

જય જય કીજે આરતી મહાવીરજી તણી;
દયાળ દયા કરિ તારો સેવક ભણી;
અનંત કાળ પ્રભુ વિના હું રઝળ્યો,

અતોલ પુન્ય આજ, મારો સ્વામિસુ મળ્યો. જય૦ ૧
હવે તાર તાર તાર જગનાથ મુજને,
દુખ વાર વાર સ્વામી કહું તુજને;
રાખ ધાર ધાર ધાર મુજ વિનતા પ્રભુ,
વિતક હવે વાત કહું કેટલી વિભુ. જય૦ ૨
ત્રિસલાજીકે નંદ નંદ કંદ દિજીએ;
ચઉ ગતી દુખથી ઉગારી લીજીએ;
સેવક નીજ જાણી શું વિલંબ કીજીએ,
ઝટ દીજીએ અખય દાન દાસ રીજીએ. જય૦ ૩
કરિ આશ આવ્યા દાસ તુમ પાસ સાહિબા,
પરમ ગુરૂ મેહેર કરી આજ તારવા;
તારક તુમ નામ એક જગ બોલતા,
આરી વેળા જગનાથ કેમ હવો અબોલતા. જય૦ ૪
હું આવ્યો સ્વામી પાસ ધ્યાન માંહિ લીજીએ,
ઉચીત મુજ જોગ હવે દાન દીજીએ;
દાન દયા રત્ન પ્રિય સાહાય કરિયે,
અમ્રત પદ પામિ ભવ દુખ હરીયે. જય૦ ૫



